શ્રી

# સદ્બોધ સિંધુ,

## અત્યુત્તમ ગઝલમાળા,

---


લેખક અને પ્રકાશક.

મિ. "પટેલ"

તે

મિ. નરોત્તમભાઈ ધનજીભાઈ "પટેલ".

"દીવાનજીવનસાર" અને "ગુજરાતની શમશેર"ના લેખક.

સાંઢીએર. (વાયા–સાયણ. બી, બી. રેલવે.)


---




પ્રથમાવૃત્તિ. પ્રત ૭૦૦. સને ૧૯૧૮.


---

કિંમત ૦–૪–૦.

શ્રી

# સદ્બોધ સિંધુ,

## અત્યુત્તમ ગઝલમાળા,


લેખક અને પ્રકાશક.

મિ. " પટેલ "

તે

મિ. નરોત્તમભાઈ ધનજીભાઈ " પટેલ ".

" દીવ્યજીવનસાર " અને " શુરાતની શમશેર " ના લેખક.

સાંઢીએર. (વાયા-સાયણ. બી, બી. રેલવે.)





પ્રથમાવૃત્તિ. પ્રત ૨૦૦. સને ૧૯૧૮.

કિંમત ૦-૪-૦.

## સુચના.

આ કાવ્યમાળાના કાવ્યો લેખકની પરવાનગી સીવાય કોઇએ છાપવાં કે છપાવવાં નહિ. પૃછ્યેથી તુર્ત રજા મળશે.

“ લેખક. ”



શ્રી “ સત્યનારાયણ ” પ્રિ. પ્રેસમાં, પટેલ મોતીલાલ કાળીદાસે
છાપી. ઠે. સીવીલ હૉસ્પીતાલની સામે પાનાભાઈની વાડીમાં
અમદાવાદ.



# અર્પણ પત્રિકા.

પરમ પૂજ્ય પિતાશ્રી ધનજીભાઈ ખુશાલભાઇ પટેલ.

નિવાસ—**સાંઢીએર.**

**પ્રિય પિતાશ્રી !!!**

આપે કરેલા અસંખ્ય ઉપકારોના ઋણમાંથી મૂક્ત થવાને હું આપનો યત્કિંચિત્ સેવક આપનાજ ચર્ણમાં મે તૈયાર કરેલી આ લઘુ કાવ્યમાળા અત્યંત પ્રભાવથી સ્નેહપૂર્વક અર્પણ કરી કૃતકૃતાર્થ થાઉંછું.

લિ. સદાનો તાબેદાર સેવક,

**નરોત્તમભાઈ.**



# પ્રભુ સ્તુતિ.

—(::)—

## હરીગીત.

પ્રભુ માત ને તમે તાત છો, આ સ્તુતિ ઉરમાં ધારજો;
રે ! દુષ્ટ ચંડાળ પાપીનો, નાશ કરવા આવજો. (૧)

દેશ દ્રોહી, રાજ્ય દ્રોહી, તેમનાં મૂળ કાપજો,
આ સૃષ્ટિ ઉપર સત્યસ્થાપવા, આપ વહેલા આવજો. (૨)

આવજો ! રે ! આવજો ! રે !! અમિવૃષ્ટિને વ્હેવડાવજો,
આ દુઃખમય દરીઆ થકી, ઉદ્ધારવા ને આવજો. (૩)

અનૃત વાધ્યું છે અતિ, સત્કર્મને ત્યાં સ્થાપજો;
" પટેલ " વિનતિ ઉર ધરી, નાવિક થવાને આવજો. (૪)

લિ. આપનો સેવક,

" પટેલ "

# ગઝલ છે પ્રાણથી પ્યારૂં.

## ગઝલ.

ગઝલ છે પ્રાણુથી પ્યારૂં, ગઝલ જીગરને છે વ્હાલું;
લાવ્ય ત્હેને હું લલકારૂં, ગઝલ છે પ્રાણુથી પ્યારૂં. (૧)

ગઝલ ગુલતાન કરનારૂં, ગઝલ છે કષ્ટ હરનારૂં;
ગઝલ મમ હૃદયનું તાળું, ગઝલ છે પ્રાણુથી પ્યારૂં. (૨)

ગઝલનું કાવ્ય છે સારૂં, અહા ! લાગે ન અકારૂં,
શા માટે હું તિરસ્કારૂં, ગઝલ છે પ્રાણુથી પ્યારૂં. (૩)

ગઝલમાં હું બન્યો ઘેલો, ગઝલનો શોખ લાગેલો;
અહાહા ! પ્રેમનો પ્યાલો, ગઝલ છે પ્રાણુથી પ્યારૂં. (૪)

ગઝલ મૂજનેરે ભાવે છે, અહા ! તે યાદ આવે છે;
બસ ! ગઝલ આનંદ લાવેછે, ગઝલ છે પ્રાણુથી પ્યારૂં. (૫)

લી. ગઝલનો ગુલતાની

" પટેલ "

# વાંચકોને બે બોલ.

## હરીગીત.

નવ લાવશો ગુસ્સો જરાપણ, તમ પ્રેમી હૃદયમાં;
રોશ નાવ એવું હોય તો, ક્ષમા અર્પશો તમ ખરે ! (૧)

તમથી વિરુદ્ધ કહેવાયું હોય [illegible], ક્ષમા તેનું [illegible];
મમ મનથી [illegible] માન્યુંજ [illegible] તો, ગીરૂ [illegible] શું કહું? (૨)

ભ્રાત મ્હારા ભુલહોય તો, વાંચજો સુધારીને;
ઈશ પાસે યાચના છે, દોષ નવ દેશો મ્હને. (૩)

ધર્મ ખરો એમાંજ છે રે, સમોવૃત્તિ રાખવી ;
નવ મ્હારૂં ત્હારૂં ગણી કોઇએ, મિલનતા પણું દાખવી. (૪)

જીવનની રે ફરજ શું છે? ત્હેને તમે સંભાળજો;
ભ્રાત મ્હારા ભુલ હોયતો, હૃદય માંહી સમાવજો. (૫)

ઈશ્વર છે આધાર સર્વનો, સદ્‌બુદ્ધિ આપજો;
"પટેલ" વિનતી ઉર ધરીને, કષ્ટ સર્વ કાપજો. (૬)

લિ. ત્હમારો,

"પટેલ."

# પ્રસ્તાવના.

વાંચકવૃંદ ! હરેક સાહિત્યને અંગે પ્રસ્તાવના હોવીજ જોઇએ તેવા પ્રચારને લઇને અત્રે કિંચિત્ લખવું ઉચિત ધારી કંઇક લખુંછું તો તે પ્રત્યે મ્હારા પ્રિયવાંચકો ! ધ્યાન ખેંચશે એવી આશા છે.

આ કાવ્યમાળા મ્હારા હસ્તથી લખાયલું પ્રથમ કાવ્ય ગુંજન છે. તેના પછી બીજું "દીર્ઘજીવન સાર" નામનું લાંબુ જીવન નિર્ગમન કરાવવાને આદર્શરૂપ પુસ્તક તૈયાર કર્યું. જે પુસ્તક થોડા દિવસ પછી બહાર પડશે. તો હરેક વાંચકો તે માટે બનતી સહાય આપશે એવી લેખના પ્રતિ નમ્ર યાચના છે. કિંમત ૦-૪-૦ ત્યાર પછી ત્રીજું પુસ્તક "શુરાતની શમશેર" નામની નોવેલ તૈયાર કરી હતી. જે પણ હરેક વાંચકવર્ગને ખાસ મનન કરવા લાયક હતી. પણ પૈસા બાબતના અટકાવને લઇને તે બહાર પાડી શકાઇ નહિ, તો તે માટે કોઇપણ ઉદાર હૃદયના પ્રેમી વાંચક તરફથી મદદ મળશે એવી આશાભરી યાચના છે. કે જેથી તે પણ હરેકના વાંચવામાં આવશે.

આ લઘુ કાવ્ય ગુંજન બહાર પાડવામાં મને સહાયભુત થનાર પ્રિય ભાઇ રા. કેશવલાલ વિઠ્ઠલદાસ પટેલે જે આર્થિક

મદદ કરી છે તે માટે અત્રે તેમનો જેટલો આભાર માનું તેટલો અપૂર્ણ છે.

આ પુસ્તક વાંચી દરેક બંધુ એ પ્રમાણે વર્તશે તો આ દીન લેખક પોતે કરેલી મહેનત ફળીભુત થયેલી જાણી આનંદ માનશે.

આ પુસ્તકની પ્રુફ બરાબર ન તપાસાવાથી, ભુલ રહી હશ તો તે માટે મ્હારા ઉદાર હૃદયના પ્રેમથી પૂર્ણ થયેલા પ્રેમીલા વાંચકો ક્ષમા અર્પી મ્હને આભારી કરશે એવી મારી અંતિમ ઉત્કંઠા છે.

તા ૮-૯-૧૮ સાંડીએર. } લિ. આપનો સેવક, "પટેલ."

શ્રી

# સદ્બોધ સિંધુ।

## અત્યુ-તમ ગઝલમાળા.

### સ્વદેશસ્તોત્ર.

ગઝલ.

અમે હિંદવાસી બાળકો, અમારી આલમે નમી;
કરીએ વંદના હેની, અમારી હિંદની ભૂમી. ૧

અમારી માત ઉદરમાં, ઉદ્ભવ્યા છે ઘણા વીરો.
નીપજશે તે થકી અધિક, અમારી હિંદની ભૂમી. ૨

જેની જમીનની ફળદ્રુપતા, છે સર્વમાં શ્રેષ્ટ;
નથી કોઇ તુલ્ય એની સાથ, અમારી હિંદની ભૂમી. ૩

અહા ! સુંદર સરિતાઓ, વહન કરે ખૂબ મલકાતી;
ઇશે રાખી નથી ખામી, અમારી હિંદની ભૂમી. ૪

## મહાત્મા ગાંધીજીને.

### ગઝલ.

અમારા હિંદ ઉદ્ધારક, અરે ! મહાત્મા ગાંધીજી;
થાઈશું હું અતિ રાજી, અરે ! મહાત્મા ગાંધીજી. ૧
અમારા હિંદના હીરા, અરે ! મહાત્મા ગાંધીજી;
જે છે સત્યતણા શૂરા, અરે ! મહાત્મા ગાંધીજી. ૨
લીધો છે શ્રમ સ્વદેશ માટે, અરે ! મહાત્મા ગાંધીજી;
જીવન આપ્યું સ્વદેશ માટે, અરે ! મહાત્મા ગાંધીજી. ૩
અમારી નાવના નાવિક, અરે ! મહાત્મા ગાંધીજી;
સૃષ્ટિ પર છે જે નામાંકિત, અરે ! મહાત્મા ગાંધીજી. ૪

---

## રહ્યા ક્યાં તે હવે આજે ?

### ગઝલ.

અમૂલાં રત્ન ભારતનાં, ગયાં ક્યાં તે હવે આજે ?
સદાયે સહાય કરનારાં, ગયા ક્યાં તે હવે આજે ? ૧
કરણ સરખા દાતાઓ, પ્રતાપ સરખા ટેકીલા;
શીવાજી જેવા નરવીરો, ગયા ક્યાં તે હવે આજે ? ૨
સૃષ્ટિને જીતનારાંઓ, ક્ષત્રીને મારનારાંઓ;
પરશુરામ સરખા સુરાતની, ગયા ક્યાં તે હવે આજે ? ૩
ઐક્યતા વાવનારાંઓ, સર્વ સમ દ્રષ્ટિ ધરનારાં;
અહા ! એવારે અકબરશાહ, ગયા ક્યાં તે હવે આજે ? ૪

અરે ! રણુગમન કરનારાં, સામી છાતીએ લડનારાં;
ધરા ધ્રુજાવનારાઓ, ગયા ક્યાં તે હવે આજે ? ૫
ધર્મને ધારનારાંઓ, અહાહા ! ! પ્રાણ તજનારાં;
જીવન અગ્નિમાં ધરનારાં, ગયા ક્યાં તે હવે આજે ? ૬
અરે રે ! આયના બેટા, આફ પીને થયાં ટેઠા;
આફની એ લડ ખાતાં, રહ્યાં ક્યાં તે હવે આજે ? ૭

## બાળલગ્ન કરનારાંને.

### ગઝલ.

અરે ! બાળલગ્ન કરનારાં, ઉઘાડો આંખરે જરી;
બિચારા બાળને ગળે, અહા ! કયમ ફેરવો છરી ! ૧
બાળનું સુખ હરનારાં, લાકડે માંકડું ધરી;
ધિક્ક ! કુકર્મ કરનારાં, અહા ! કયમ ફેરવો છરી ! ! ૨
નિર્દોષ • બાળનો ભવ, અરે ! ધુળે ભેળો કરી;
આબરૂનો પોટલો લેવા, અહા ! કયમ ફેરવો છરી ! ૩
આંખે ઝાંખ છે કે શું ? જુઓ ! સ્થિતિરે આપણી !
" પટેલે " પ્રત્યક્ષઆળી, અહા ! કયમ ફેરવો છરી ! ! ૪

## લીલામ. ! !

### ગઝલ.

અરે ! શું જોઇએ ભાઇઓ ? તમારે જોઇએ કન્યા ?
અરે રે ! ! આવાન અહીંઆં, થેલીઓ ભરી લાવોને ! ! ! ૧

નનતાં શેવ પાં રાણા, ભલ હો લુલાં યા કાણાં !
મગદ કલદાર છે નાણાં ? હોયતો અવી જાવોને ! ! ! ૨
તમારે જોઇએ નારી, અગર થવું હોય ઘરબારી;
પ્રથમ પૈસે કરો ભારી, નહિતો દુર જાવોને ! ! ! ૩
અમારી રૂપાળી બેટી, પાળી પોષી કરી મોટી;
હવે વધુ કાં કરો ખોટી, હજારી ચાર લાવોને ! ! ! ૪
'લીલામ' આ કબુલ છે કે ? બીજા વધુ આપવા કે' છે !
તમારો શું ઇરાદો છે ? તુરત તે દર્શાવોને ! ! ! ૫
× × × × × × × ×
અરે ! ઓ દુષ્ટ પાપીઓ; તમારો કયમ થશે છુટકો !
બિચારી બાળિકાનો ભવ, બગાડવા તમે તલપો ! ! ૬
ભલે ભુખે તમે મરો, પણ આવું કાં આદરો ?
' પટેલ ' કે' અરે ! ચંડાળો, જશો નર્કમાં પડો ! ! ! ૭

---

## વાંઢાનો શ્રાપ.

### ગઝલ.

અરે ! ઓ દીકરી વાળા, નજર અમપર જરા લાવો;
અમારી દાદ સુણીને, અરે ! કો બેટી પરણાવો ! ૧.
કરીએ કામ રે હાથે, બધું પડે છે અમમાથે ! !
અરે ! દો જોડકું સાથે, હજુ પણ શાને તરસાવો ! ! ૨.
ખાવાના રોટલા કરીએ, પાણી, છાણી, વળી ભરીએ !
કરતાં કરતાં બડબડીએ, દયા હ્રદયમાં લાવો ! ! ૩.

વહુ વિના કહે વાંઢો, કહે કામ મારીને કાઢો!
ન કરીએ કાંઇ અપરાધો, હવે પણ કાં રીબાવો!!! ૪.
અરે ધિક્ક! વિક્રય કરનારા, હજારો શ્રાપ હમારા!!
જજો ઘરબારને દારા, અમારી જેવા તમ થાઓ!!! ૫.

× × × ×

અરે! તમે દેશો ના શ્રાપ, તમ કર્મે ભોગવો આપ!
"પટેલ" કે અમ શો અપરાધ? તમારૂં કર્મ સુધારો!!! ૬.

---

## વ્યસની મેનેજરોનું આમંત્રણ.

### હરીગીત.

ભાઇઓ! અમારી મિટીંગમાં આનંદ હંમેશ થાય છે;
શરાબના ભરેલા પ્યાલા, અહોનિશ અહીં ઉભરાય છે! ૧.
કોઇ પી, કોઈ મઝા કરે, મઝા કરી હોય તો આવજો
કોઇ સ્નેહી સંગે હોયતો, તેને પણ તેડી લાવજો!! ૨.
શરાબ શું પણ ભાંગ, ગાંજા, અફીણ પણ ઘુંટાય છે;
જો ઘુંટવાની ઇચ્છા હોય તો, ઘુંટીને ગટગટાવજો!! ૩.
ગટગટાવ જો! ગટગટાવ જો!! આનંદમાં રે મા'લજો!
મઝા આવી કોદી ન મળશે તે ભોગવવા આવજો!! ૪.
આવજો રે આવજો! ફોટોગ્રાફરને તેડી લાવજો!
ફોટો નથી આપણી મીટીંગમાં તેની પાસ પડાવજો!! ૫.

× × × ×

આ સાંભળી "પટેલ" વદે, દિલ દુઃખી અત્યંત થાય છે;
ધિક્કાર! એ વ્યસનીઓને, ઝેર કાંમ પી ન જાય છે!! ૬.

---

# મફતનો તમાસો.

## હરીગીત.

હે! વાંચક બંધુઓ તમે, ભાળ્યા તમાસા રે ઘણા:
મેં જોયલા કંઈ તમાસા, કહું રાખી નવ મણા.
ભાળ્યા તમાસા પણ હશે, અદ્ભુત જોવા આવજો!
વિના પૈસે આ તમાસા, બંધુ! આવી ભાળજો!! ૧
બાળલગ્નો થાય છે (જેથી) પતિ સ્વર્ગે જાય છે!
બાળપણમાં વિધવા થઇ, બાળા અતિ અકળાય છે,
એ અકળામણ ઓછી થવાને શાંતિ દેવા આવજો!
વિના પૈસે આ તમાસો, બંધુ!! આવી ભાળજો!! ૨

કન્યા વિક્રયો થાય છે, પુત્રીઓ પણ વેચાય છે!
લીલામ બાળા મુકાય છે, વધે તે તો લઇ જાય છે!
લીલામમાં કોઇ જાય તો, સાથે તમે પણ આવજો!
વિના પૈસે આ તમાશો, બંધુ! આવી ભાળજો!! ૩.
ન્યાત! ખર્ચ થાય છે, દેવું કરી પૈસા કઢાય છે!
અકડ! ફકડ છકડ થઇ ને, પકવાનો સારાં થાય છે!!
તમે પણ પકવાનમાં રે, ભાગ ભરવા આવજો!
વિના પૈસે પછી તમાસો, જરૂર આવી ભાળજો!! ૪.
ઘર વેચે! ખેતર વેચે, પણ દેવું ના ભરાય છે!
આખરે મજુરી કરીને, રખડતાં થઇ જાય છે!!
આલસ્ય જેવા ભોજનવાળા જરૂરથી પધારજો!!
વિના પૈસે એ તમાસો, બંધુ! આવી ભાળજો!! ૫.

આથી ગ્રાણું પણ થાય છે, હજુ પણ ઘાણું રહી જાય છે
આટલું કહી સ્ટૉપ કરતા, મૂજ દીલ રે! ચાગ છે!
કદી આંખમાં કંઇ ઝાંખ હોયતો સુરમો આંજી લાવજો!!
વિના પૈસાના આ તમાસા, ભાઇ કો દીલ ભાગ જો!!! ૬

---

## કેફી ચીજો ઉપર.

### ગઝલ.

શાહ છે દુર્ગુણથી પુર્ણ તથાપિ સર્વને ભાવે,
શરાતનીઓના રે શુર, અહાહા! એજ ગુમાવે. ૧.

સ્વારના પો'રમાં ઉઠી, ભરી એક કપ મંગાવે,
ન મળે હોટલમાં જાયે, અહાહા! એજ ફુલાવે. ૨.

ગુમાવે શરીરનું હેમ, હજુ કેમ ઉપજે પ્રેમ;
છોડી મૂકો કરી એક નેમ, તમને એજ રીબાવે. ૩

બીડીને કરો પણ દૂર, એ પણ છે ઘણી ક્રુર;
ઉતારે સર્વનું નૂર, અહાહા! હૃદયને બાળે. ૪

શરાબ અફીણ કે ગાંજા, વળી ભાંગ શું કરે તાજા,
એમાં તો છેજ શું મઝા, અહા! ચગદોળે ચઢાવે. ૫

"પટેલ" કે, છોડો રે કેફી, એ ઘણી બેવકુફી,
મારી નાંખશેજ નક્કી, સાથે પૈસાને ઉડાવે. ૬

---

## અપંગની અરજ.

### ગઝલ.

અમે છીએ અરે અપંગ, અમારા અંગમાં નવ ઢંગ;
ન કરવા કામ શકિત મંત્, અમારી અર્જ ઉર ધારો. ૧.
અમારામાંના કોઇ અંધા, કરી નવ શકે કંઇ ધંધા;
વળી કોઈ લુલાં ને લંગડાં, અમારી અર્જ ઉર ધારો. ૨.
અરે! તમ પૈસા વાળાઓ, નજર તો કંઇક રે લાવો;
અમારૂં ગુજરાન ચલાવો, અમારી અર્જ ઉર ધારો. ૩.
સુણો દયાળુ દાતારો, દયા દીલમાં કંઇ લાવો;
મરેલા ને તો કાં મારો, અમારી અર્જ ઉર ધારો. ૪.

---

## વ્યભિચારીણીને

### હરીગીત.

ઓ! કુતરી તું આવી કયમ? અહીં તહીં રખડપટ્ટી કરે!
ધિક્કાર રે! વ્યભિચારીણી, આવું અનૃત કાં આદરે!! ૧.
બગાડયા તેં ઘણાનાં ભવ, હજુ બાકી રહ્યું કે શું?
અહીંથી ચાલી જા ઝટ તું! અહા! આમ તેમ કયમ ફરે!! ૨.
નથી લજજા તુંજ અંતઃકરણમાં, ડાફાં કયમ મારે અરે!
હજુ કર જીવનનું સાર્થક તું, અવસર ઘણો તુજને મળે!!! ૩.
પસ્તાશે તું પાછળથી, ટપકાવશે અશ્રુ ખરે!
હજુ સમજવું હોય તો સમજ, મુજ વચનરે તું ધર ઉરે!! ૪.
વચના હમણાં રે ઘણાં, લાગશે અસંત આકરાં!
મુખ થશે પાછળથી, વહેશે ઝરણાં અમીતણાં!! ૫.

---

## મેઘને.

અરે! ઓ મેઘ તું પ્યારા, વ્હેવડાવજે ધારા,
અહા! શું વર્ણું ગુણ તારા, જીવનનો તુંજ ટેકો છે! ૧.
અરે છે! તુંજ કળા ન્યારી, કરોડોને જીવાડે છે!
તેમની શુભાશીષ લેછે, જીવનનો તુંજ ટેકો છે! ૨.
કરે સર્વ ચિંતન ત્હારૂં, કેઇ કોઇ પંચાગ લાવું!
ભડકી વાક્યને કાઢું, જીવનનો તુંજ ટેકો છે!! ૩.
કરે છે તપ તુંજ માટે, અહાહા! પેટ ઉચ્ચારે!
જુએ તુંજ કાજરે ઉંચે, જીવનનો તુંજ ટેકો છે!! ૪.

---

## ઉપવનમાં કોયલનો ટહુકારો.

### હરીગીત.

શાંત રજની શ્યામ દીસે, પ્રસરાવતી તીમીર અપાર;
અરે! થાય છે કલરવ અહીં, અહા! કોણ એવું ટહુકનાર. ૧.
અહાહા! પેલી મધુરી કોયલ, આમ્રડાળે ઝુકતી;
શી શોભાનો શણગાર, કેવું મીઠું તે ટહુકતી. ૨.
વ્હાલી મધુરી રે કોયલ, હજુ કેમરે તું જાગતી;
ત્હારા ટહુકાની અસર, મુજ હૃદયને ચમકાવતી. ૩.
નવ આધીન નિન્દ્રાદેવીને, મધ્ય રાત્રી થઇ ખરે;
જા સુઇ જા! જા સુઇ જા, કયમ તું અરે! ટહુકો કરે. .
આ ઉપવન અંદર અરે, ટહુકો કયમ કરતી હતી;
તું જાણતી નથી આવું હું. કયમ લેશ પણ બીની નથી. ૫.

---

## પ્રેમઘેલો.

### હરીગીત.

વ્હાલી પ્રિયા તુંજ પ્રેમથી, આ હ્રદયરે ચમકી રહે,
તુંજ નયનના પલકારથી, મુજ જીવ ક્યાં લટકી રહે. ૧.
પ્રેમનો પિપાસુ થઇને, પ્રેમીલો બન્યોજ હું;
હજુ કયમ તરસાવેજ વ્હાલી, વિચાર રે! મનમાંહી તું. ૨.
પ્યારી પ્રિયા તુંજ વિનાપણ, આ જીવન અકળાય છે:
તુંજ પ્રેમને ચા'નારો આ, પ્રેમીલો ઘણો ગભરાય છે. ૩.
પ્રેમમાં હું લુબ્ધ છું રે, પ્રેમઘેલો થઇ ગયો;
બસ! પ્રેમ! પ્રેમ! પ્રેમ!! પ્રેમ! આ જીગર વ્યાપી રહ્યો. ૪.

## અમારે શું?

### ગઝલ.

અરે! સાઇકલ, મોટર લાવો, અગર ચીરૂટને બાળો!
પીઓરે ચા'નો ઉકાળો, અરે! તેમાં અમારે શું? ૧.
બાઇડી દશ—બાર કરો, ભલે ઉંધા પડી મરો!
અગરતો હરો કે ફરો, અરે! તેમાં અમારે શું? ૨.
કરો તમે ખૂબ દેવું, કરો કે'વાય નહિ એવું!
નથી કાંઇ લેવું કે દેવું, અરે! તેમાં અમારે શું? ૩.
તમારો એમાં સુધારો, અમારો છે એ કુધારો,
ભલે! એને કરો પ્યારો, અરે! તેમાં અમારે શું? ૪.

## અમારી બાબત !

### ગઝલ.

હંમેશાં મોજ બહુ કરવી, અરે ! પરવા કોની ધરવી ?
બ્રાન્ડીની બાટલી ભરવી, અમારી એમ બાબત છે ! ! ૧.
ફેશનના કોટ બૂટ પહેરી, અમે થઇશું અરે લ્હેરી !
જઇશું અમે પાસ ઝવેરી, અમારી એમ બાબત છે ! ! ૨.
ખરીદશું ઉંચા દાગીના, અરેરે ! શુદ્ધ સોનાના !
અહાહા ! એજ પ્યારીના, અમારી એમ બાબત છે ! ! ૩.
જઇશું પાલવા અંદર, ખીસામાં પાઇ નહિ અંદર !
ફંડનો ખર્ચ પણ અંદર, અમારી એમ બાબત છે ! ! ! ૪.

---

## અમારૂં કર્તવ્ય.

### ગઝલ.

અમે કર્તવ્યના કરતા, અમે ન કોઇથી ડરતા ! !
શરાબના ગ્લાસોને ભરતા, અમારૂં એજ કર્તવ્ય ! ! ! ૧
પ્રિયાના ફંદમાં પડી, પૈસા દઇશું ઉડાડી !
થવાનું થશે અગાડી, અમારૂં એજ કર્તવ્ય ! ! ! ૨
ખાઇશું સર્વનું અમે, ગણીએના ઉચનીચ કોઇને !
ભલે મૂકે ન્યાત બહાર અમને, અમારૂં એજ કર્તવ્ય ! ! ! ૩
કરીશું મોજ બહુ સારી, બેસીશું ઘોડે કે ગાડી ! !
સાથે લઇશું અમે પ્યારી, અમારૂં એજ કર્તવ્ય ! ! ! ૪
અમે બસ પ્યારને નામે, સુખેથી પ્રાણ અર્પીશું !
અહા ! ગર્દન કપાવીશું, અમારૂં એજ કર્તવ્ય ! ! ! ૫

કરીશું જખરૂં દેવું, અગર ત્રિજોરી ફાડીશું!
જતા આવતાંને મારીશું, અમારૂં એજ કર્તવ્ય!!! ૬
હજુ પણ કહેવું હોયતો કો, આથી પણ વધું કરશું!
તમારાથી વિરૂદ્ધ વર્તશુ, અમારૂં એજ કર્તવ્ય!!! ૭

× × × ×

અમે નીતિએ દોરીશું, દુઃખીને તો બચાવીશું!
"પટેલ" કે' સત્યવર્તીશું, અમારૂં એજ કર્તવ્ય!!? ૮

---

## જગતના જીવને.

### ગઝલ.

અરે! ઓ જગતના જીવ, ઉઘાડ આંખરે ત્હારી;
તજી અસત્યની ભારી; શીખામણ સુણરે સારી. ૧,
સર્વ સંસાર જુઠો રે, નથી કંઇ સારરે! એમાં;
નકામી જીંદગી ખોઇ, રચ્યો પચ્યો થયો તેમાં. ૨.
માયાના મોહમાં કુલી, ગયો કયમ સત્યને ભુલી?
હજુ તેમાં મથે છે તું જ, ત્હારી આંખ નવ ખુલી! ૩.
જરા જોને તપાસી ઓ, સત્ય ચીજ કયાં છે શું!
ભુલી ભ્રમમાં જ લપટાયો, વૃથા જિંદગી ન ખોઇશતું? ૪.
ત્હારે શીર કાળ દુશ્મન છે, નવ પાછો પડે લગાર!
જવા દેશે નહિ તુંજને, લગાવશે ખુબ તને માર! ૫.
હઠાવવો હોય એ દુશ્મન, કર દુર્ગુણ જલદી દૂર!!
"પટેલ"ની શીખ ધર તું ઉર, નહિતો નર ઉતરશે કુર!! ૬

---

## ચાલુ જમાનો.

દેવ ગયા ડુંગર, પીર ગયા મક્કે!
ચાલુ જમાનામાં, ઢેડા મારે ધક્કે. ૧.

વેદ પડ્યા ખૂણે, ખેતર ગયા બ્રાહ્મણ;
ચાલુ જમાનામાં, સ્વાર્થ એજ કામણ. ૨.

સંપ થયો દૂર, કુસંપ થયો શૂર;
ચાલુ જમાનામાં, ગુણ ગયા દૂર. ૩.
સત્યનો ત્યાગ થયો, અસત્યનો ઝુંડો રહ્યો
નીતિનો નાશ કર્યો, ધર્મ એક નવ રહ્યો. ૪.

દુઃખનો સમય આવ્યો, સત્ય સાર દૂર ગયો;
સ્વાર્થ સાથે કામ પાડી, પૈસો એજ પ્રભુ થયો. ૫.

---

## જીવ્યા મુઆ ઝખમારવા.

દેશ, દેશ, દેશ, કીધો, દેશ સેવા ના કીધી;
મૂછ ઉપર તાલ દીધી, જીવ્યા મૂઆ ઝખ મારવા! ૧.

આજે અરેરે! શું કહ્યું, દિલમાં કપટ ભરાઇ રહ્યું;
કાલે ઉઠી બીજું કહ્યું, જીવ્યા મૂઆ ઝખ મારવા!! ૨.

અદેખાઇ ઘણી થાવા લાગી, સારૂં કોઇનું રે ના જોયું;
તે દેખી દીલ બળી ગયું, જીવ્યા મૂઆ ઝખ મારવા! ૩.

ફેશનમાં દીધા બાલ વાળી, કાર્ય મોટું ઉપાડી;
દગા બાજી કરવા માંડી, જીવ્યા મૂઆ ઝખ મારવા! ૪.

જોયા અરે! મેં એવા કૈં, દીલ સાફ ના કીધું અરે!
ધિક્કાર એવા જન ખરે! જીવ્યા મૂઆ ઝખ મારવા! ૫.

ભૂલ કદાચ થઇ હોય તો, ક્ષમા મુજને અર્પશો;
"પટેલ" વદે હજુ ચેતશો, જીવ્યા મૂઆ ઝખ મારવા! ૬.

સમાપ્ત.

વેચવાનુ છે.

અત્યુત્તમ નૉવેલ.




જે નૈતિક, ધાર્મિક, શૃંગારિક, અને કારૂણિક, બાબતોથી ભરપુર. વાહ! વાહ!! નો ઉચાર થયા કરે એવી, પાપાત્માના પાપકૃત્યો, સતીઓનું શિયળ સાચવવું, કેશરીસિંહની શુરથી પૂર્ણ થયેલી શમશેર ઇત્યાદિ બાબતોથી રસિક, અત્યુત્તમ, નૉવેલ કોઈપણને વેચવાની છે. લગભગ ૬ ૭ ફરમા જેટલા કાગળો ભરાય એવી છે. તાકીદે લખો. વહેલો તે પહેલો—

તેમજ આ કાવ્યમાળા પણ છપાવવા માટે વેચવાની છે. માટે જેની ઇચ્છા હોય તેમણે સત્વર લખવું.

લખો.

મિ. નરોતમભાઈ ધનજીભાઈ પટેલ.

સાંઢીએર, વાયા-સાયણ.

બી. બી. એન્ડ સી. આઈ. રેલવે.

# નેત્રરોગ, મસ્તક રોગ, આદાશીશી, વગેરે રોગ માટે અત્યુત્તમ ઉપાય.

## ડૉ. જી. બી. ની સુગંધદાર તપખીર.

કિં. ૦-૪-૦ વી. પી. જુદું.

પણ જો અમારૂં 'દીર્ઘજીવન સાર' અને 'સદ્બોધ સિંધુ' એ પુસ્તક ખરીદનારને ત્રણ આને એક બાટલી મળશે. વી. પી. જુદું. સમજવું. નમુનો એક આનાની ટિકિટ બીડે મફત.

## સર્પદંશનો ઉપાય.

જે વનસ્પતિનાં પાદડાંના સેવનથી ગમે તેવો ઝેરી સર્પદંશ પાંચ મિનિટમાં નાબુદ થાય છે. તે વનસ્પતિનું નામ અને વાપરવાની રીત જાણવી હોયતો કિંમત રૂ. ૦-૪-૦ ઉપલા બે પુસ્તક મંગાવનારને ૦—૨—૦ મળશે. નમુનો ૦—૦—૬ ની ટીકીટ બીડેથી મફત.

લખો.

મિ. નરોતમભાઇ ધનજીભાઇ પટેલ.

આંઢીએર. વાયા સાયણ.

B. B. Railway.

## છપાય છે! તૈયાર થાય છે!! છપાય છે!!!

### " દીર્ઘજીવન સાર " કિં. ૦-૪-૦

નામનું અત્યુત્તમ, રસિક, ત્રણ ભાગ મળીને એક લઘુ પુસ્તક તૈયાર થાય છે. જેમાં લાંબું જીવન શી રીતે નિર્ગમન કરી શકાય? કયા નીતિ નિયમો પાળવા? કેવી વર્તણુક રાખવી? ઇત્યાદિ બાબતોથી ભરપુર. જરૂરથી હરેક માણસે એના અગાઉથી ગ્રાહક થવું? અને નામ લખી મોકલવું કે જેથી તૈયાર થયેથી વી. પી, થી રવાના કરશું. વી. પી. ખર્ચ જુદું પડશે. ટિકિટ ૦-૪-૦ ની બીડનારને અમારે ખર્ચે પહોંચાડીશું. જાહેરાત આપનારાઓને અત્યુત્તમ તક સસ્તો ચાર્જ બુકસેલરોને ભરપુર કમિશન મળશે.

લખો.

મિ. નરોતમભાઇ ધનજીભાઇ પટેલ.
સાંઢીઅર—વાયા. સાયણ.
બી. બી. એન્ડ સી. આઇ. રેલવે,